


આદિવાસી બાળકોનું બાલપત્ર

ઑગષ્ટ ૨૦૦૫
વર્ષ ૨, અંક : ૧૦

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

# અનુક્રમણિકા



**'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.**

**સંપાદકશ્રી, 'બોલ'**
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય

બાળ મિત્રો,

આપણે ગયા અંકમાં કુદરતી આફત વિશે જાણ્યું. આજે આપણે અનેક કુદરતી આફતોમાંની એક રેલ આફત એટલે કે વધુ પડતું પ્રમાણ હંમેશા નૂકશાન કરે છે. દા.ત. વરસાદ કોને નથી ગમતો? બધાને ગમે . તમારી જેવાં નાંના નાનાં ભૂલકાંઓ તો વરસાદ જોઈને રાજીના રેડ થઈ જાય. ખેડૂતો ને ય વરસાદ ખૂબ ગમે. પણ વિચારો કે ખૂબ વરસાદ પડે, અટકવાનું નામ જ ન લે. તો શું થાય ? કેટલું બધું પાણી પડે વિચારો. પછી તો બધું પાણી-પાણી થઈ જાય. ખેતરો પાણીથી છલકાઈ જાય, નદીઓમાં તો ઘોડાપૂર આવે. આ પૂરમાં નદીકાંઠાનાં ગામડાં ડૂબવા લાગે, લોકો તણાવા લાગે, ઘરની બધી વસ્તુઓ, ઢોર ઢાંખર- ભેંસ,ગાય, બકરી તણાઈ જાય. રોડ ધોવાઈ જાય



એટલે બસ પણ એક ગામથી બીજા ગામ ન જઈ શકે. ગાડીના પાટાના પથ્થરો અને લાકડાંના પાટિયા ઉખડી જાય એવું ય બને. આવું થાય ત્યારે એને રેલઆફ્ત ક્હેવાય.આવી આફ્ત આવી પડે ત્યારે ગભરાયા વગર હિંમતથી એનો સામનો કરવો જોઈએ. જેમકે, જયારે ખબર પડે કે વરસાદનું પાણી વધી રહયું  છે ત્યારે કોઈ ઊંચી જગ્યાએ જેવાં કે છાપરાં ઉપર, ધાબા ઉપર કે પછી ટેકરા ઉપર ખાવા-પીવાની જરૂરી સામગ્રી લઈને પાણી ઊતરવાની રાહ જોવી. વરસાદ અટકવાનું નામ ન લેતો હોય અને વધતો હોય છે એનો અમલ કરવો. નદી, તળાવ, વીજળીના થાંભલા, વીજળીના વાયર વગેરેથી દૂર રેહવું કે સાવચેતી રાખવી.આ બધી વાત એટલા માટે કરી કે તમે કુદરતી આપતિઓ વિશે જાણો અને એનો સામનો કઈ રીતે કરવો એ પણ જાણો. આ જાણકારી તો બીજાને આપવા માટેની હોય છે એટલે ખાલી તમારી જ પાસે ન રાખશો. જે કોઈ આ બાબતે ન જાણતું હોય એને જણાવજો. એક વાત યાદ રાખશો આપણને જરૂરી છે એટલો વરસાદ પડે તો એ આપણો મિત્ર છે. અતિશય વરસાદ તો દુશ્મન જેવો જ લાગે ને ? હે બાલ મિત્રો, તમને ઉનાળાનું વેકેશન કેવું લાગે?રજાની તો મજા જ હોય ને હેંને? આવતા અંકે એ મજાની વાત.

# હોંશિયાર બકરી

એક રાજા હતો તેણે ત્રણ બકરીઓ પાળી હતી. અને આ ત્રણે બકરીઓ છુટી ચરતી હતી. એમાંની એક બકરી ચરતી ચરતી બાજુના શહેરમાં ઘુસી ગઈ અને તે રંગકામ કરવાવાળા લોકોની વસ્તી હતી, ત્યાં પહોંચી ગઈ. બકરીને ખુબજ તરસ લાગી હતી એટલે પાણી શોધતી શોધતી આગળ જાય છે. એટલામાં એક ઘર આગળ કલરના મોટા-મોટા ત્રણ કુંડા જોયા તેમાં એક કુંડામાં લાલ કલરનું કુંડુ હતું તેમાં બકરી પાણી સમજીને પીવા લાગી અને બકરી ખુબ ચાલી હતી એટલે થાકી ગઈ હતી અને કલરવાળા કુંડામાં બેસી ગઈ. એટલામાં ઘરમાંથી કુંડાનો માલિક આવી ગયો અને બકરી કુંડામાંથી



લાલ ધુમ થઈને દોડવા લાગી. માલિક ખુબ ગુસ્સે થાય છે. અને બકરી પાછળ દોડીને જાય છે. પરંતુ બકરી પકડાતી નથી. પછી માલિક બકરીને કહે છે, કે તું હવે પાછી આવતી ન હોય નહિ તો મારી નાખીશ. એવું માલીક કહે છે. પછી બકરી આગળ ચાલવા લાગી અને રસ્તામાં એક નદી આવે છે. અને નદીમાં ખુબ પાણી છે. બકરી નદી કાંઠે જઈને વિચાર કરવા લાગી કે મારુ વાલુ હવે કેવી રીતે જવું. પણ એટલામાં જ ત્યાં વાઘ આવી પહોંચે છે. અને વાઘ લાલધુમ બકરીને જોઈને ગભરાય છે. અને એટલામાં જ બકરી બોલી હે વાઘ જો તુ મને





પેલી પાર પહોંચાડ નહીં તો હું તને મારી નાખીશ અને ખાઈ જઈશ. પેલો વાઘ વધુ ગભરાવા લાગ્યો અને મનમાં વિચારવા લાગ્યો કે આતો મને મારી નાખશે. બકરી બોલી એ વાઘભાઈ મને તમારી પીઠ ઉપર બેસાડી નદી પાર કરાવો આમ બકરી બોલે છે. વાઘ બોલે હા ચાલો પછી વાઘ ઉપર બકરી બેસી ગઈ અને વાઘ નદીમાં ચાલવા લાગ્યો અને નદી વચ્ચે જઈને વાઘને બકરીની સુંગંધ આવે છે. એટલે વાઘ વિચારવા લાગે છે. મારુ સાલુ આતો બકરી છે. પછી વાઘથી રહેવાયું નહીં એટલે બકરીને પુછે તું ખરેખર કોણ છે. બકરી ફરી ગુસ્સે થઈને વાઘને સામે બોલે છે. વાઘ ફરી ગભરાય છે. અને ધીરે ધીરે ચાલવા લાગે છે. અને મનમાં વાઘ વિચારે છે. આતો આખું લાલધુમ છે બકરી તો નહીં. પણ



સુગંધ
તો બકરીની આવે છે. અને નદી પાર કરે છે. બકરી ઉતરીને ચાલવા લાગે છે. પણ વાઘને તો સુગંધ જતી નથી ત્યાંજ ઉભો રહીને જુવે છે. પછી બકરી આગળ જઈને પાછી વળીને જુએ છે. પણ વાઘ દેખાતો નથી. માટે

બકરી ખુબ ખુશ થાય છે. અને એને ખુબ ભુખ લાગે છે. એટલે તે પાલો ખાતી-ખાતી જાય છે. પણ પેલો વાઘ પાછળ-પાછળ સંતાઈને આવતો હતો અને બકરી ને પાલો ખાતા જોયું છે. અને વાઘ ભઈ તો કહે આતો મારુ વાલી બકરી છે. વાઘ તો ઓળખી ગયો પણ કહે મને ઉલ્લુ બનાવી ગઈ.



રાજા રાવણને ખબર હતી કે રાજા દશરથ જયારે એકવીસ વર્ષના થશે ત્યારે એના ઘરે રામ જનમશે અને એજ રામ એને મારી શકશે. બીજા કોઈથી રાવણ નહીં મરે. રાજા રાવણ જો બાવીસ વર્ષના થઈ જાય પછી રામ જન્મી નહીં શકે એ વાત રાજા રાવણ જાણતા હતા. તેથી પુરા એક વર્ષ સુધી રાજા દશરથને કેદ કરવાનું આયોજન રાવણે કર્યું.

રાજા રાવણે રાજા દશરથને સંદેશો મોકલ્યો કે રાજ કઈ રીતે કરવું તે જોવું હોય તો મારી પાસે આવો. મારી નદીમાં વાઘ અને બકરી એકજ ઘાટ ઉપરથી પાણી પી શકે છે. રાજા દશરથ રાજકામ શિખવા કે શિખવવા લંકા ગયા ત્યાં કપટથી રાવણે દશરથને કેદ કર્યા.

રાવણ હવે નચિંત થયો. વાહ વાહ રે વાહ વાહ રામ હવે જનમવાના નથી. હું હવે મરવાનો નથી એવું રાવણ વિચારવા લાગ્યો. પછી એણે બધા રાજાઓને ત્રાસ દેવા માંડ્યો અને બધા રાજ જીતી લંકાની સીમા વધારવા લાગ્યો.

આ વાત દ્વારકા દેવ દરબાર સુધી પહોંચી રાજા રાવણે દ્વારકાને પણ લલકારી. દેવલોકોએ વિચાર્યું કે રાજા રાવણનો મુકાબલો દશરથરાજા જ કરી શકે પણ દશરથનો તો પત્તો જ નથી.

દ્વારકાના નારણદેવે કહ્યું કે હવે મારે જ કંઈ કરવું પડશે. એણે રાજા રાવણના દરબારમાં પહોંચી રાજા રાવણને કહ્યું કે હું પણ રાજા દશરથને મારવા માગું છું પણ એ

મને મળતા નથી. દરમિયાન રાજા દશરથ રાવણની કેદમાં હોવાનું નારણદેવે જાણી લીધુ. રાજા રાવણને એણે કહ્યું કે દૂશ્મનને જીવતા રાખવાની જરૂર નથી. આપણે બંને ભેગા થઈ એને મારી નાખીએ. પછી એક લોહ પિંજરમાં રાજા દશરથને કેદ કરી રાવણે દશહજાર મણની ગદા વડે મારી નાખ્યો અને લોહપિંજર દશરથરાજાના શરીર સાથેજ દરિયામાં પધરાવી દીધું.

કામ પૂરુ થતાં નારણદેવે લંકા છોડી દીધી. પછી એણે ઝડપથી મોટાં જહાજ મંગાવી દરિયો ખુંદ્યો. દરિયાને વિનંતી કરી કે ભરતી વડે રાજા દશરથનું લોહપિંજર બહાર કાઢી આપ. લોહપિંજર બહાર આવ્યું અને નારણદેવે રાજા દશરથના મૃત શરીર ઉપર અમૃત છાંટી જીવીત કર્યા.

અયોધ્યા રાણી કૈકૈયને બોલાવી દરિયા કિનારે અગ્નિ મહેલ બનાવડાવી ત્યાં રાજા દશરથ અને કૈકૈયને રાખ્યા. શ્રવણનો બીજો પિંડ રાણી કૈકૈયને ખવડાવ્યો અને રાણી સગર્ભા બની. આખું દેવસ્થાન ત્યાં ભેગું થયું.

રાણી કૈકૈય સગર્ભા બની તેથી રાજા ખુશ થયા. હવે રામ જનમશે. વાહ વાહ રે વાહ વાહ. મરણ પછી સજીવન પ્રાપ્ત થયું. અને હવે રામ જનમશે. વાંઝીયા મેણુ ટળશે. વાહ વાહ રે વાહ વાહ.

પૂરા દિવસોએ રામનો જન્મ થયો. રામ જનમ્યો ત્યારે ધરતી ધ્રુજી ઉઠી. આકાશમાં ગર્જના થઈ. સમુદ્રમાં મોટી લહેરો ઉઠી. અને એજ સમયે રાજા રાવણને ટાઢીયો તાવ ભરાયો. માથેથી કાંટા ભોકાતા ભોકાતા પગ સુધી ગયા અને પગથી માંથા સુધી ગયા હોવાની વેદના થઈ. રાવણે વિચાર્યું નક્કી રામ જનમી ચુક્યો છે. પણ રાજા દશરથ તો માર્યા ગયા છે કઈ રીતે આ બન્યુ? એણે અગ્નિ મહેલની બહાર સુધી આવી જોયું. રાજા દશરથતો જીવીત દેખાયા.

રાજા રાવણે બાળક રામને મારવાની બીજી તરકીબ વિચારવા માંડી.



# ક્યારે આવી હોળી

હોળી આવી રે હોળી આવી.

ફાગણ ફાલ્યો ને હોળી આવી

કેસૂડા લાગ્યા ને હોળી આવી

કેમ ખબર પડીને ક્યારે આવી

આંબે મોર આવ્યો ને હોળી આવી

મરવા લાગ્યા ત્યારે હોળી આવી

હોળી આવી ને આનંદ લાવી

કેસૂડાથી રંગવાની મઝા આવી

હોળી આવી રે હોળી આવી



# અંગ્રેજી મારી આસપાસ

બાળમિત્રો ગયા વખતે આપણે ‘હા’ કે ‘ના’ માં જવાબ આપી શકાય તેવા પ્રશ્નો જોયા હતાં, ખરુ ને? તમે બધાએ એક બીજાને આવા પ્રશ્નો પૂછ્યા જ હશે. અને જવાબો તો કેવા સરળ! ‘હા’ કે ‘ના’

ચાલો, તો પછી આજે આપણે આ જ બાબતમાં થોડા આગળ વધીએ. આજે કેટલાક પ્રશ્નવાચક શબ્દો શીખીએ. તેની મદદથી તમે બીજા પ્રશ્નવાક્યો પણ બનાવી શકાશો.

આ રહ્યા...શબ્દો.

Who એટલે કોણ?

What એટલે શું?

When એટલે ક્યારે?

Where એટલે ક્યાં?

Why એટલે શા માટે?

આ સિવાય પણ ઘણા શબ્દો છે, પરંતુ આજે તો આપણે પાંચ શબ્દો વાપરીને પ્રશ્ન વાક્યો બનાવીએ.

Who are you?

એટલે તમે કોણ છો?

જવાબમાં તમારું નામ કહી શકશો.



What are you?

એટલે કે, તમે કોણ છો?

જવાબમાં તમે તમારું કામ કે તમારો વ્યવસાય બતાવી શકશો.

I am a teacher

When will you come?

એટલે કે, તમે ક્યારે આવશો?

I will come tomorrow

એટલે કે, હું કાલે આવીશ.

When are you going?

એટલે કે,

તમે ક્યાં જાઓ છો?

I am going to the school.

હું શાળામાં જાઉં છું

Why do you studay science.

એટલે કે,

તમે વિજ્ઞાન શા માટે ભણો છો?

I studay science to become a scientist.

# ઉખાણાં

૧) વાચાવિણ બોલ્યા કરે,
ચાલે છે વિના પગે,
કાંટા પણ વાગે નહિ,
જાણે આખું જગ.

(ઘડિયાળ)

૨) પઢતો પણ પંડિત નહીં,
પૂચો પણ નહિ ચોર,
ચતુર હોય તો ચેતજો,
મધુરો પણ નહીં મોર.

(પોપટ)

૩) પંદર દિવસ વધતો જાય
પંદર દિવસ ઘટતો જાય
સૂરજ ની તો લઈ સહાય
અજવાળાં પાથરતો જાય.

(ચંદ્ર)

૪) પીળો પણ પોપટ નહિ,
કાળો પણ નહિ નાગ,
પાંખો પણ પંખી નહિ,
ડસે પણ નહિ નાગ.

(ભમરો)

૫) મોટો ખૂબ મોટો,
જગમાં ન મળે એનો જોટો,
એ તો જંગલનો ભાથી,
પાળો તો બનતો સાથી.

(હાથી)

૬) ચડે નાક પકડે કાન,
બોલ બચ્ચા કોણ હૈ, સૈતાન.

(ચશ્મા)

૭) મારા ઘરના ખૂણા ચાર,
પવન કરતો મુજને પ્યાર,
ઉડતો જાવું દૂર ગગન,
બાળક જોતા થઈને મગન.

(પતંગ)

૮) વેત જેવડી વરખડી ને ડાલ
જેવડુ ફુલ,
કાચા કમળનું નીપજે ને પાકાનું
થાય મુલ.

(કપાસ)

૯) એક પશું જે બીકણ દાસ.
વનવગડામાં રહેતું.
શરીર સુવાળું મોટા ઝારી માંથી
જોતું.

(સસલું)

૧૦) પાંચ પડોશી, વચમાં અગાશી.

(હથેળી)

૧૧) મા ધોળી ને બચ્ચા કાળા,
મા મરેને બચ્ચા વહાલા.

(ઈલાયચી)

૧૨) ઢીંચણ જેટલી ગાય.
નિર એટલુ ખાઈ.

(ઘંટી)

૧૩) શરીર નહિ પણ જન્મે ખરી.
મોં નહિ પણ કરે અવાજ
જન્મી એવી ઝટ મરે,
ચતુર કરો વિચાર.

(ચપટી)

૧૪) મારી પૂછે લાંબા વાળ,
સવારમાં જ હું સારો
જોડાઉં હું ટાંગા, બોલો હું કોણ.

(મૂળો)

૧૫) મારી બીકે ચોર ભાગે, લોકો
પાળે ચોકી કાજે જાણું.
તેને ના કરડું, બોલો બોલો હું
કોણ છું.

(કૂતરો)

# તંટ્યા ભીલ

હાલના મધ્યપ્રદેશ રાજયનાં આદિવાસી વિસ્તારમાં ૧૮મી સદીની મધ્યમાં વીર તંટ્યાભીલનો જન્મ થયો. તંટ્યાભીલનું ગામ બર્દા છે જે નિમાડ જિલ્લામાં આવેલું છે. ૧૮૫૭ના વિપ્લવ વખતે તેની ઉંમર માત્ર ૨૫ વર્ષની હતી. જમીન વેરો ન ભરી શકવાને કારણે તેને ખુબ માર મારી, વારંવાર ચોરીનો જુઠો આક્ષેપ લગાવી અંગ્રેજ સરકાર તેને જેલમાં પૂરી દેતી હતી અને ગામના શાહુકારો તેમાં અંગ્રેજ સરકારને સાથ આપતા હતા.



આમ અંગ્રેજ સરકારના અન્યાયો અને અંગ્રેજ સરકારના હાથા બની લોકો ને છેતરતા શાહુકારો ના શોષણથી અકળાઈને તંટ્યાભીલ અંગ્રેજ સરકાર અને શાહુકારોના શોષણ સામે બગાવત કરી.

બાર ફુટ ઊંચી જેલની દિવાલ કુદી તંટ્યો અંગ્રેજ સરકારના કબજામાંથી છુટી, ગાઢ જંગલમાં પોતાની ટોળકી બનાવી ૫૦૦ કિલોમીટરના વિસ્તારમાં અંગ્રેજ સરકાર અને તેમના હાથા બની ગરીબ આદિવાસી, દલિતોનું શોષણ કર્તા શાહુકારો સામે જંગે ચઢયો. ગરીબ આદિવાસીઓનો મસિહા બન્યો, કન્યાઓને દાન આપતો તેથી તે આજે ‘‘તંટ્યામામા’’ ના નામથી ઓળખાય છે.

અંગ્રેજ સરકાર વિશ્વાસઘાત કરી તંટ્યાને પકડીને ૧૮૮૮ની સાલમાં ફાસી આપી દેવામાં આવી. આમ આદિવાસીઓ જ નહિ પરંતુ પુરા ભારતના લોકોના વિશ્વાસ અને પ્રેમને ફાસી આપવામાં આવી.

# સફરજન



મસ્ત મઝાનું સફરજન
ગોળ મઝાનું સફરજન
લાલ રંગનુ સફરજન
ઝાડ પર લાગે સફરજન
કોણ ખાય સફરજન







બધા ખાય સફરજન
કેવું લાગે સફરજન
ખાટું મીઠું લાગે સફરજન
સફરજન શું છે?
સરસ મઝાનું ફળ છે
ખાવાથી શું થાય છે
ઘણા રોગો દૂર થાય છે.





# ગરીબ ડોશી



એક ગામ હતુ. ગામમાં એક ડોશી અને તેનો એક દિકરો રહેતા હતા. તે ખુબ ગરીબ હતા. વાવ પણ હતી. એક દિવસ ડોશીમાં એ એના દિકરાને કહ્યું દિકરા આપણા ઘરમાં હવે દાણા નથી તો આપણે શુ ખાઈશુ? આ સાંભળીને છોકરો વિચારમાં પડી ગયો. ડોશીએ કહ્યું બેટા તું ગમે તે ધંધો કરવા બહાર નીકળી જા. છોકરાને ડોશીમાએ એક ઢેબરૂ બનાવી આપ્યું. છોકરો રસ્તા પર ચાલવા માડ્યો.

છોકરાને ખૂબ ભૂખ લાગી હતી રસ્તામાં એક જૂની વાવ હતી. છોકરાએ વિચાર્યું કે અહીં વાવમાં ન્હાઈને ઢેબરૂ ખાઈ લઉં અને તે ન્હાઈને ઢેબરાને સાત ટૂકડા કરવા લાગ્યો અને બોલવા લાગ્યો



કે
એક ને ખાવ કે સાતને ખાઉ. વાવમાં સાત ભૂત રહેતા હતા એટલે ભૂત બોલીયો કે ભાઈ તું કોણ છે. છોકરો બોલ્યો કે હું છું.

ભૂત કહે તું કેમ ખાવાની વાત કરે છે. છોકરો કહે ભૂખ લાગી છે એટલે. હું તો ખાવાનો, ભૂત કહે ના ના બેટા તને જે જોઈએ તે માંગી લે પણ અમને રહેવા દે. છોકરો ખાવાની વાત કરે છે તો ભૂત એ છોકરાને એક બકરી આપી અને કહેવા લાગ્યો કે ઘરે જઈને બકરી ને કહેવાનું કે બકરી લીંડી કાઢ તો બકરી સોનાની લીંડી કાઢશે. અંધારૂ પડી જવાથી બહેનના ઘરે રાત રહી જઉં આમ વિચારીને બહેનના ઘરે રાત રહી ગયો. બહેન પૂછે ભાઈ આટલા અંધારામાં બકરી લેવા ક્યાં ગયો

હતો. ભાઈ કહે હું ઘરે અનાજ દાણા ખલાસ થઈ જવાથી અનાજ લેવા માટે જતો હતો. રસ્તામાં એક વાવ આવી ત્યાં ભૂત હતો. તે મને બકરી આપી અને કહ્યું કે બકરી ને કહેવાનું કે બકરી લીંડી કાઢ તો બકરી સોનાની લીંડી કાઢે છે. બહેન તે ખીલેથી બીજા ખીલે બાંધી તે જગ્યા ઉપર બીજી બકરી બાંધી. ભાઈને બીજી બકરી આપી તો ભાઈ વિચાર કરવા લાગ્યા કે મને સોનાની લીંડી આપે એવી બકરી હતી તો આ બકરી ખાલી લીંડી આપે પછી છોકરો ડોશીને કહ્યું કે મા સોનાની લીંડી આપે એવી બકરી હતી તો આ બકરી ખાલી લીંડી આપે. પછી



છોકરો ડોશીને કહ્યું કે મા સોનાની

લીંડી આપે તે બકરી મને આપી હતી. બહેન મારી બકરી લઈ લીધી તો હુ પાછો ઘરેથી નિકળી જઉં. મને ઢેબરા કરી આપ. ડોશી ઢેબરા કરી આપ્યા અને વાવ જઈને એકને ખાઉ કે પછી સાતને ખાઉ. આમ છોકરો કહેવા લાગ્યો. તો ભૂત ગભરાય ગયા અને એક ભૂત બહાર નીકળી આવ્યો. ભાઈ કેમ અમને ખાવા કહે છે. તને પહેલી સોનાની લીંડી આપે એવી બકરી આપી હતી. છોકરો કહેવા લાગ્યો મારી બહેન તે બકરી લઈ લીધી છે તે આપતી નથી. તો હું તેને એક વસ્તુ આપુ છું. ભૂત છોકરાને ડીંગો આપ્યો. અંધારૂ પડી જવાથી બહેનના ઘરે રાત રહી ગયો. બહેન કહે ભાઈ ડીંગો કેમ લાવ્યો. સોનાની લીંડી આપે છે. તો ડીંગો બહેન સંતાડી દીધો ડીંગાને કહે સોનાની લીંડી આપ તો ડીંગો બહેનને માંથામા પડવા લાગ્યો. બહેન કહેવા માંડી કે રહેવા દે બહેન કહી દીધુ કે ભાઈ તારી બકરી મારી પાસે છે અને મારી બકરી તને આપુ છું તારી બકરી આપી દઉ અને મને માફ કરશો.

ભાઈ ને બકરી આપી દીધી અને છોકરો તેની મા સાથે સારી રીતે જીવન જવવા લાગ્યા.

# ???????????????????? શું તમે જાણો છો?

૧) ૧૮૫૫માં સંથાલો એ કયા અંગ્રેજ કમાન્ડરને હરાવ્યો?

૧)કેપ્ટન નેક ફેવિલે, ૨)લૈફ્ટિનૈંટ બીસ્ટીન, ૩)મેજર બારો, ૪) કર્નલ વ્હાઈટ.

૨) ૧૮૯૯-૧૯૦૦ માં મુંડા ક્રાંતિના નેતા કોન હતો?

૧)સિદ્ધ, ૨)બૂઢા ભગત, ૩)બિરસા મુંડા, ૪)શંભૂદાન.

૩) સેડલર આયોગે કયા વિષય પર ભલામણ કરી હતી?

૧)ભારતીય સેના, ૨)ભારતીય અર્થવ્યવસ્થા, ૩)ભારતીય જનજાતિઓ, ૪)ભારતીય શિક્ષણ.

૪) નીચેનામાંથી કોણ ઈન્ટરનેટના પ્રણેતા ગણાય છે?

૧)વાબકેન, ૨)ટેડ હ્યુગેસ, ૩)રુથસાઈમેન, ૪)જોન પોસ્ટલ.

૫) આર્થિક દૃષ્ટિએ ભારતના સૌથી મહત્વપૂર્ણ જંગલો ક્યાં છે?

૧)તરાઈનાં જંગલો, ૨)સદાબહાર જંગલો, ૩)કાંટાળી વનસ્પતિનાં જંગલો, ૪)ઉષ્ણકટિબંધનો જંગલો.

૬) જી.ડી.પી.ના કેટલા ટકા ભારતમાં શિક્ષણ પાછળ ખર્ચ કરાય છે?

૧)૩ ટકા, ૨)૨.૫ ટકા, ૩)૪ ટકા, ૪)૫.૫ ટકા.

૭) કયા વૃક્ષને "અશ્વત્થ" તરીકે ઓળખવામાં આવે છે?

૧)પીપળાના વૃક્ષને, ૨)ખીજડાના વૃક્ષને, ૩)સાગના વૃક્ષને, ૪)ખેરના વૃક્ષને.

૮) "લીંબોળી" નીચેનામાંથી કયા ઝાડ પર જોવા મળે છે?

૧)આસોપાલવ, ૨)કેરડા, ૩)લીમડો, ૪)પીપર.

૯) "પરડાં" કયા વૃક્ષમાં જોવા મળે

છે?

૧)લીમડો, ૨)બાવળ, ૩)આંબો, ૪)વડદાદા(વડલો).

૧૦) ‘‘શૂન્ય’’ની શોધ ક્યા દેશ દ્વારા કરવામાં આવી હતી?

૧)રશિયા, ૨)બ્રિટન, ૩)ચીન, ૪)ભારત.

૧૧) સુપ્રસિદ્ધ ‘‘મધુશાલા’’ કાવ્યના કવિ કોણ હતા?

૧)હરિવંશરાય બચ્ચન, ૨)હરિકૃષ્ણ પ્રેમી, ૩)પ્રેમચંદજી, ૪)નીરજ.

૧૨) નીચેના માંથી ક્યો વિષય રાજયની યાદીમાં આવતો નથી?

૧)શિક્ષણ, ૨)ઊર્જા, ૩)સહકાર, ૪)વિદેશ સંબંધો.

૧૩) રાષ્ટ્રીય આવકની ગણતરી કોણ કરે છે?

૧)યોજના આયોગ, ૨)નાણા મંત્રાલય, ૩)ભારતીય રિઝર્વબેંક, ૪)કેન્દ્રીય આંકડાકીય સંસ્થા.

૧૪) રાષ્ટ્રીય ગ્રામીણ વિકાસ સંસ્થાન ક્યાં આવેલું છે?

૧)સિમલામાં, ૨)હૈદરાબાદમાં, ૩)પટનામાં, ૪)દિલ્હીમાં.

૧૫) કેન્દ્રીય ધારાસભામાં ભગતસિંહની સાથે કોણે બોંબ ફેંક્યો હતો?

૧)સુખદેવ, ૨)રાજગુરુ, ૩)બટુકેશ્વરદત્ત, ૪)ચંદ્રશેખર આઝાદ.

જવાબો:-

૧.મેજર બારો, ૨.બિરસા મુંડા, ૩.ભારતીય શિક્ષણ, ૪.જોન પોસ્ટલ, ૫. ઉષ્ણકટિબંધનો જંગલો, ૬. ૪(ચાર) ટકા ૭. પીપળાના વૃક્ષને, ૮.આસોપાલવ, ૯.આંબો, ૧૦.ભારત, ૧૧.હરિવંશરાય બચ્ચન, ૧૨.વિદેશ સંબંધો, ૧૩.કેન્દ્રીય આંકડાકીય સંસ્થા, ૧૪. હૈદરાબાદમાં, ૧૫.બટુકેશ્વરદત્ત.





# ડુંગર

ડુંગરનાં પડખાં કાંપવા લાગ્યાં
જબ્બર કાંપવા લાગ્યાં.
લોકો જોવા નિકળ્યા.
શું થાય છે?
લોકો કહે : ડુંગર ફાટી જશે.
એમાંથી રાક્ષસ નિકળશે.
હમણાં નિકળ્યો...
હમણાં નિકળ્યો...

જો...જો...
લોકો રાક્ષસ નિકળવાની વાટ જૂએ.
એટલામાં નિકળ્યો
દોડતો નિકળ્યો
એક નાનો ઉંદર.



# રીમોટ કન્ટ્રોલ? ? ? ? ? ? ? ? ? ? ? ? શોધ અને શોધક

ટીવી જોતી વખતે રીમોટ કન્ટ્રોલ તમારા હાથમાં હોય તો તમને વધારે આનંદ આવતો હશે અને તમે દૂર બેઠા બેઠાં જ ટીવીની ચેનલ અવાજ વિગેરે મન થાય કે તરત જ બદલી શકો છો. દૂર બેઠા બેઠા કોઈપણ વસ્તુને સંચાલીત કરવાનું સાધન રીમોટ કંન્ટ્રોલ શરૂઆતમાં તો યુદ્ધ વખતે દુશ્મનોનાં જહાજ તોડી પાડવા માટે વપરાતું પરંતુ યુદ્ધ પુરુ થયા પછી કેટલાંક




ટેકનીશીયનોને તેનો ઘરમાં ઉપયોગ કરવાનું મન થયું. ટેલીવિઝન માટેનું સૌ પ્રથમ રીમોટ ૧૯૫૦માં ઝેનીથકંપની બનાવેલું પરંતુ રીમોટ વાયર આખા રૂમમાં અટવાયા કરતો એટલે દર્શકોને આ રીમોટ બહુ ગમ્યુ નહીં પંરતુ થોડા વર્ષો સુધી તેનો વપરાશ ચાલુ રહેલો. આ રીમોટને ‘લેઝીબોન્સ’ કહેતાં.

ત્યારબાદ ૧૯૫૫માં યુજીન પોલી નામના એક એન્જીનીયરે

વાયર વિનાનું રીમોટ શોધી કાઢ્યું જેમાં તેણે ફોટોસેલનો ઉપયોગ કરેલો. પરંતુ આ રીમોટની ઘણી મર્યાદાઓ હતી જેથી તેમાં સુધારો કરીને રોબર્ટ એડલર નામના વૈજ્ઞાનિકે અલ્ટ્રાસોનીક સાઉન્ડનો ઉપયોગ કરીને રીમોટ બનાવ્યુ પણ મોંઘુ પડતું વળી તે ટીવી બંધ કે ચાલુ કરવાનું અને વોલ્યુમ વધઘટ કરવા જેવી ચાર જ ઉપયોગમાં લેવાતું. છંતાય ૧૯૮૦ સુધી તેનો ઉપયોગમાં આવે છે તેવી ઈન્ફ્રારેડ ટેકનોલોજીવાળા રીમોટ બન્યા. આ રીમોટમાં ઈન્ફ્રારેડ પ્રકાશના કિરણો નીકળે છે જે આપણે જોઈ શકતાં નથી. પરંતુ ટીવી ઉપર રહેલો લેન્સ તેને પકડી પાડે છે અને તેની ફ્રીક્વન્સી મુજબ પ્રક્રીયામાં ફેરફાર કરે છે. આજે ઉપયોગમાં લેવાતા રીમોટમાં સંખ્યાબંધ બટન હોય છે. જેના વડે ટીવીની ચેનલ બદલવાથી માંડીને તમામ ફેરફારો દૂર બેઠા બેઠા જ કરી શકાય છે. એડ ટ્રેક રીમોટ તરીકે ઓળખાતાં આ રીમોટ માત્ર ટીવી જ નહીં પરંતુ ઘણા બધા ઈલેક્ટ્રોનીક સાધનો માટે પણ બનવા લાગ્યાં છે.

# પંખીનું મન



કોઈ પિંજરામાં કેદ મને કરશો નહીં
ગીત ગાવું છે રૂડુ મને રોકો નહીં
મંદિર પર બેસુ કે મસ્જિદ પર બેસુ
મીઠું મીઠું બોલું કે કાંઈ ન બોલું
કોઈ ઝઘડાની વાત મને કરશો નહીં
મિત માનું છુ સૌને મને મારો નહીં
ધરતી પર બેસુ કે આકાશે ઉડું
આદેશ રહું કે પરદેશ જાવું
કોઈ સરહદનો ભેદ મને નડશો નહીં
પ્રિત કરૂં છું સૌને મને ટોકો નહીં
ડુંગર પર બેસુ કે નદીઓ પર ઉડું
સાગર કિનારે કે સરવર પર ઉડું
કોઈ સ્વાર્થમાં મને કરશો નહીં
ઊડી જાવું છે પાર મને રોકો નહીં.



# ભીલી મહાભારથ

એક વખતની વાત

દાસી હોળે દ્રૌપદીના સોનવાળ

તૂટ્યો એક વાળ

ફફડી ગઈ દાસી

વાળની ગૂંચળી બારીએ ભેરવી

એ ગૂંચળી પવને જોઈ

પવન કહેઃ હવે હું કરું ખેલ

પવન ઊપર પવન વાયો

ગોટકા ઊપર ગોટકો ધાયો

ગૂંચળી ઊડી ધરતી પર પડી

વાળના ત્યારે ભારે ધરતી ફાટી



ઊંડા પાતાળે વાળ ઊતર્યો

એ વાળ વાસંગની છતીએ ઠર્યો

વાસંગ રાજા નિંદર ઘોરે

જાગી ઝાલી વાળને જોયો

સોનાનો ને સ્ત્રીનો વાળ

વાસંગ રાજ જળપગી ઘોડો પલાણે

આવે છે પૃથ્વી લોકે

દૂર દેખાય હસનાપુરનો ઉહેલ

વાસંગ પેઠો રાણી વાસે

દ્રૌપદી સરી અંદરના મહેલે

ત્યાં વાસંગે ચાબૂક વીંઝી

ચાબૂક સેર ફરી દ્રૌપદીની કેડ પર

દ્રૌપદી કહે : તું કોઈકનો પતિ

હું કોઈકની પત્નિ

તું છે કોણ?



હું તારી નથી.

વાસંગ કહે : તારા વિગર મને અન્ન

ન ભાવે

કૂંડીએ પાણી ઊનાં કર

મને નવડાવ

આજ ની રાત હું મહેલે રહું.

# પંખી બોલે

મોરલો ટેહુક ટેહુક
બોલે કોયલ કૂ..કૂ..બોલે
બોલે પોપટ પિયુ પિયુ.
એને શીખવે સીતાજી નામ
એતો લેતો રામનું નામ...
કાગડો કાઉ કાઉ બોલે
ચકલી ચીંચી કરે
બોલે કબુતર ઘુ ઘુ ઘુ ઘુ.

એતો લઈને જતો સંદેશા
એતો કરતો ટપાલી કામ
કાબર ચેં ચેં કરે
ઢેલ ટેહુ ટેહુ બોલે
હોલો બોલે છે પરભુ તુ પરભુ તુ
એ તો ભક્ત બને છે પ્રભુનો
એની વ્હારે ધાયા પ્રભુજી...



# રીંગણની કમાલ



એક ડોસો અને એક ડોસી હતી. તેમને છોકરા ન હતા. એક દિવસ ડોસીએ વિચાર કર્યો કે આજે મારે હાટ જવું છે આમ વિચારીને ડોસી હાટે જવા માટે ઘરેથી જાય છે. રસ્તામાં એક ડોસો ભેગો થાય છે. ડોસો કહે છે કે અલી ડોસી તું ક્યાં જાય છે. ડોસી કહે છે કે હું હાટ જાઉં છું. હાટ જઈને પાછી ઘરે આવે છે ત્યારે પાછો પેલો ડોસો મળે છે. ડોસો કહે છે કે ઓ ડોસી તું હાટેથી શું લાવી? ત્યારે ડોસી કહે છે કે ટકા ના રીંગણ લાવી છું અને સાત રીંગણ આપ્યા પછી ઘરે આવે છે ને વિચાર કરે છે કે છ રીંગણને કાપીને શાક બનાવુ. એક રીંગણને કોઠીમાં મૂકી દીધું. પછી તરત શાક બનાવીને રોટલા બનાવ્યા અને પછી પેલી ડોસી વિચાર કરવા લાગી કે મારે કોઈ નાનું મોટું છોકરી-છોકરો નથી. ખેતરમાં ડોસો જાર સાચવવા ગયેલો છે, તેને ભાત આપવા પણ હવે કોણ જાય. ત્યારે પેલું રીંગણ બોલવા લાગ્યું, કે દાદીમાં હું ભાત આપવા જાઉં ત્યારે પેલી ડોસી વિચાર કરવા લાગી કે આ કોણ બોલ્યું મારે તો છોકરી કે છોકરો નથી. આ અવાજ ક્યાંથી આવ્યો. પછી ડોસીમાં પાછી કોઠી પાસે જઈને ઉભા રહીને ત્યાં કહેવા લાગી કે આ ડોસાને ભાત આપવા જવાનું છે અને કોણ ભાત આપવા જાય ત્યારે પેલું રીંગણ બોલવા લાગ્યું કે દાદીમાં હું દાદાને



ભાત આપવા જાઉં છું. ત્યારે પેલી ડોસી વિચારમાં પડી ગઈ કે આ રીંગણ ભાત ડોસાને આપવા જવાનું કહે છે. તો લાવને રીંગણને બાંધી આપુ એમ વિચારી પેલી ડોસીમાં રીંગણ સાથે ભાત બાંધે છે. રીંગણ ત્યાંથી ગબડવા લાગ્યું અને ત્યાંથી ખેતરે જઈને બોલવા લાગ્યું કે દાદા લો આ ભાત જમી લો. ત્યારે ડોસો વિચાર કરવા લાગ્યો કે આ કોણ બોલે છે. છોકરાનો અવાજ ક્યાંથી આવે છે પછી બહુજ મોટેથી બુમ પાડે છે કે લો દાદા ભાત જમી લો. ત્યાર પછી માંચી ઉપરથી ઊતરીને છેડે આવે છે ત્યારે પાછું બોલવા લાગ્યું પછી ડોસો ભાત ખાઈ જાય છે. અને રીંગણને સાથે લઈ જઈને પાસે મૂકે છે પછી સાંજે ઘેર આવે છે.

ત્યાર પછી રાત્રે જાર સાચવવા જવા માટે તે ડોસો વિચાર કરે છે કે મારે છોકરો નથી કોણ મારી સાથે આવે ત્યારે જ પેલું રીંગણ બોલવા લાગ્યું દાદા.. દાદા હું સાથે આવું એમ બોલવા લાગ્યું. પછી તે બંને ડોસા અને રીંગણ ખેતર જાય છે. પછી માંચી ઉપર ચડે છે. રાત્રે સાત ચોર આવે છે અને ચોર જાર કુટવાનું ચાલું કરે છે. પછી પેલો ડોસો બોલવા લાગ્યો. ઓ એ ખેતરમાં કોઈ જાર કુટે તને દેખાતું નહીં. ત્યારે પેલા ચોર વિચાર કરવા લાગ્યા કે આ ડોસાને મારી નાખીએ પછી પેલા ડોસાને મારી નાખે છે. પછી પાછા ચોર લોકો જાર કુંટવાનું ચાલુ કર્યું પછી રીંગણ બોલ્યું કે, હેકો જાર કુટે છે. ત્યારે પેલા ચોર લોકો વિચારે છે કે આ કોણ બોલ્યું ડોસાને તો મારી નાખ્યો. પછી પાછા માળીએ જાય છે. ત્યારે રીંગણ પડેલું દેખાય છે પછી રીંગણને સાત કટકા કરી નાખે છે. સાત ચોરો એક એક ટૂકડો ખાઈ જાય છે પછી પાછા જાર



કુટવાનું ચાલું કરે છે. પછી પાછું એક જણના પેટમાંથી બોલ્યું કે હે કો જાર કુટેલા પછી પેલા ચોરો વિચાર્યું કે આ તારા પેટમાં બોલ્યું આમ કરીને તે ચોરને મારી નાખ્યો. પછી પાછા જાર કુંટવાનું ચાલું કર્યું. પાછું બીજાના પેટમાં રીંગણ બોલે છે અને બીજા ચોરને મારી નાખે છે.

પછી જાર કુંટવાનું ફરી ચાલું કર્યું. ત્યારે પાછું ત્રીજા ચોરના પેટમાં બોલ્યું પછી બધા કહે છે કે આ તારા પેટમાં બોલે છે કરીને ત્રીજાને પણ મારી નાખે છે. પછી જાર કુંટવાનું ચાલું કર્યું પછી તે ચોથા ચોરના પેટમાં બોલ્યું પછી તે ચોથાને મારી નાખ્યો. પછી ચોર પાછા જાર કુંટવાનું ચાલું કર્યું પછી પાંચમા ચોરના પેટમાં બોલ્યું પછી તેને પણ તારા પેટમાં પણ બોલે છે કરીને મારી નાખ્યા. પછી પાછા જાર કુંટવાનું ચાલું કર્યું એટલે પછી પાછું પેલા છઠ્ઠા ચોરના પેટમાં બોલવા લાગ્યું પછી પેલા વિચાર કરવા લાગ્યા કે આ તારા પેટમાં બોલે છે કરીને છઠ્ઠાને પણ મારી નાખે છે. અને પછી એક જ ચોર રહે છે. પછી તે જાર કુંટવાનું ચાલુ કર્યું પછી તે ચોર જાતે જ મારા પેટમાં બોલ્યું આમ કરીને મરી જાય છે.

રીંગણ પછી સવારે ડોસાને સજીવન કરે છે અને ડોસાને ઘરે લઈ આવે છે. ઘરે આવીને રીંગણ દાદીમાને કહે છે, દાદીમાં હું સાત ચોરને મારી નાખ્યા.

મારા એક મિત્ર હતા. એમનું નામ હતું અરૂણ કોલ્હાટકર. એ વધારે ભણ્યા હતા નહીં પણ ગુજરાતી, મરાઠી, અંગ્રેજી, હિંદી ભાષા ખુબ સારી રીતે બોલી લેતા. એમણે કવિતા લખવાની આવડત હતી. શરૂઆતથી જ લખતા અને કવિતા પણ કેવી ? જે વાચકોને ખૂબ હસાવે. એ વધારે વાતો કરતા ન હતા. પણ આંખથી બધુ જોઈ લેતા અને એમનું નિરીક્ષણ ખુબ સારુ હતું. એક વાર હું અને એ મુંબઈના રસ્તા પર ચાલતા હતા અને હું ગાડીઓ તરફ જોતો હતો. અરૂણભાઈએ મને કીધું કે આટલી બધી ગાડીઓ છે પણ ગાડીઓના રંગ માત્ર ત્રણ થી ચાર જ છે. એટલે હું જયારે ગાડીઓ જોતા હતા ત્યારે તે ગાડીઓના રંગ જોતા હતા. બીજી એક વાત હું એક કેલેન્ડર જોતો હતો તો અરૂણભાઈ મને કહેવા લાગ્યા કે એક બે ત્રણ લખેલા છે એમની જગ્યા બદલાઈ જાય તો કેવું ? એટલે કેલેન્ડરની પંદર તારીખ છે એની જગ્યા આપણે એક તારીખ રાખીએ અને કેલેન્ડરમાં મંગળવાર છે એની જગ્યા પર આપણે રવિવાર રાખીશું તો કેવું ?'' મને નવાઈ લાગી. બાળપણમાં મારા દિમાગમાં એવા વિચાર આવતા ખરા. મને લાગતુ કે રવિવાર છ દિવસે આવો જોઈએ અને અન્ય બધા વાર માત્ર એક જ દિવસ જેથી છ દિવસ સ્કુલને રજા મળશે. અને માત્ર એક જ દિવસ નિશાળમાં જવાનું થશે. પણ પછી એ વિચાર મેં છોડી દીધા હતા. પણ અરૂણભાઈ એટલે અરૂણભાઈ. એ ભાઈએ ખુબ ગજબની એક કવિતા લખી જેને નામ આપ્યું હતું તખ્તો. એ કવિતામાં એવું લખ્યું હતું કે ક

- કમળ, મ- મટકામાંથી ઉગ્યું છે અને બ- બદક એ મટકાંમાંજ તરવા માંગે છે, ત- તીર, ક-કામઠાને પ્રશ્ન પુછી રહ્યો છે અને ર-રસ્તો, ખ-ખટારાપર બેસવા માંગે છે. હું ખુબ હસ્યો. કેવી મજાની કવિતા.

થોડા સમય પહેલા અરૂણભાઈનું નિધન થયું. એટલે એ હવે આપણા વચ્ચે રહ્યા નથી. મને ઘણા મિત્રોએ કહયું કે આવા કવી ભાગ્યેજ જન્મે છે. એમના મિત્રોને ખુબ દુઃખ થયું કે અરૂણભાઈ હવે આપણા વચ્ચે નથી. માણસ જો બીજાઓને હસાડવા માટે જીવે તો એ ગયા પછી બધા રડે છે. અને માણસ જો બીજાઓને રડાવવામાટે જીવે તો એ ગયા પછી બીજાઓ હસે છે. આપણું એક જીવન. એ જીવનમાં સંગીત, કવિતા, નાટક બધું જ શિખવું જોઈએ. દુનિયામાં વધારે આનંદ નિર્માણ થાય એવા કામ કરવા જોઈએ. બીજાઓને આપણા પાસેથી આનંદ મળે એવું જીવું જોઈએ.

એક રામકૃષ્ણ પરમહંસ નામના સંત હતા. એ ખુબ ઓછા બોલતા હતા. કોઈકે એમને પુછ્યું, “તમે બોલતા કેમ નથી?” તો આ સંતપુરુષે જવાબ આપ્યો, કે મારા શબ્દથી કોઈકને દુઃખ થાય તો ? કોઈક ને દુઃખ અપાવે એથી સારુ કે બોલીએ નહીં. મોટા સંતો, મોટા મહાન કલાકારો બીજાઓને સુખ કેવી રીતે મળશે તેનો વિચાર કરીને જીવે છે અને બાકી બધા માત્ર જાતને કેવી રીતે સુખ મળે તેનું વિચાર કરીને જીવે છે. આપણું એક જીવન, એ સારી રીતે પસાર કરવું હોય તો દુનિયાને આનંદ આપવા માટે કરવી જોઈએ.